॥ સનાતન પરમો ધર્મ ॥

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર




# સનાતન ધર્મ પત્રિકા




કાર્યાલયઃ ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પ્લેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● અષાઢ સુદ - ૧૪ ● તા. ૦૪-૦૭-૨૦૨૦ ● શનિવાર    MOB. : WHATSAPP- 9422884366, 7410087935.    hmtsanatandharmpatrika@gmail.com


## આધ સુધારક સ્વ. નારાયણજી રામજી લીંબાણી નું સંક્ષિપ્ત જીવન વૃત્તાંત



કચ્છ કડવા પાટીદાર સમાજના અત્યાર સુધીના ઈતિહાસમાં જ્ઞાતિ માટે પોતાનું સમગ્ર જીવન સમર્પિત કરી દેનાર જ્ઞાતિરત્ન નરવીર શ્રી નારાયણ રામજી લીંબાણીનો જોટો જડવો મુશ્કેલ છે. વૈદિક ધર્મથી વિમુખ થઈ રહેલ જ્ઞાતિને જોઈ તેમનું હૃદય દુઃખથી ભરાઈ ગયું હતું અને સમાજની તે સમયની હાલત જોઈ તેમનો અંતરાત્મા કકળી ઉઠતાં તેમણે ગુમરાહ બનેલ સમાજને સાચો રાહ ચીંધવાનો પ્રયાસ કર્યા અને તેમના કાર્યોએ જે ઈતિહાસ સર્જ્યો તે સમાજમાં સુવર્ણ અક્ષરે લખાઈ ગયેલ છે. .

પૂજય શ્રી નારાયણ રામજી લીંબાણીનો જન્મ સંવત ૧૯૩૯ વૈશાખ પૂર્ણિમાના દિવસે વિરાણી મોટી મધ્યે મુરબ્બી શ્રી રામજીભાઈ ભોજાભાઈ લીંબાણીના ઘરે થયો. શ્રી રામજીબાપા અને તેમના ધર્મપત્ની શ્રી રાજબાઈ બંને જણાં અંગત રીતે વૈદિક સનાતન ધર્મના ઉપાસક હતાં તે વખતના પીરાણા સંપ્રદાયમાં તેમને બિલકુલ શ્રધ્ધા ન હતી એટલે પૂ.નારાયણજી બાપાને પિતાની આ આંતરિક વૃતિના ઉચ્ચ સંસ્કારોનો વારસો બાલ્યાવસ્થામાં જ મળ્યો અને આજથી એકસો વર્ષ અગાઉ પૂ. નારણજી બાપાએ ગુજરાતી પાંચ ધોરણ સુધીનો અભ્યાસ કરેલો જે તે સમયે કડવા પાટીદાર જ્ઞાતિ માટે અહોભાગ્ય ગૌરવ ગણાતું. પિતાશ્રી રામજીભાઈના માર્ગદર્શન હેઠળ શિલ્પકળાનું જ્ઞાન મેળવી તેઓ શ્રી મુંબઈ આવ્યા અને બિલ્ડીંગ કોન્ટ્રાકટ ના ધંધામાં ઝંપલાવ્યું. આગવી સુઝ અને કાર્ય કુશળતાના બળે વ્યવસાયમાં સારી એવી પ્રગતિ કરી પરંતુ પોતાની જ્ઞાતિની અવદશા જોયા પછી ખિન્ન થયેલું મન કેમેય કરીને ધંધામાં ચોંટતું ન હતું. કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની તે સમયની સ્થિતિમાંથી જ્ઞાતિને બહાર લાવવા નારાયણજી બાપા એ ભેખ લીધો ને જીવનભર ઝઝુમ્યા એ સ્થિતિ કેવી હશે તેના પર થોડોક પ્રકાશ પાડવો જરૂરી છે.

તે સમયે બ્રાહ્મણને હાથે ચોરીની વિધિથી લગ્ન કરવાને બદલે પીરાણા દ્વારા નિયુકત થયેલ મુખી દુઆઓ પઢતા, સામૂહિક લગ્નો કરાવતા અને કોઈના મૃત્યુ બાદ અંતિમ વિધિ માં અગ્નિસંસ્કાર કરવાને બદલે દફન વિધિ કરવાનો આરંભ થયો. આપણી જ્ઞાતિ પર પીરાણાના સૈયદોનો ઊંડો પ્રભાવ હતો અને લોકો સમજતા હોવા છતાં કઈ બોલી શકતા ન હતા. આ રીતે વિચલિત થતી જ્ઞાતિને જોઈ તેમનું હૃદય દુઃખથી ભરાઈ આવ્યું, પીરાણા ના સંચાલન અર્થે કમાણીના ભાગ માંથી દશોંસ અને વિશોંદ વગેરે જ્ઞાતિજનો પાસેથી ઉઘરાવવામાં આવતી. પૂ. નારાયણજીબાપાનું મનોબળ દઢ હતું, તેમણે મનોનમ સંકલ્પ કર્યો, જ્ઞાતિ માટે કંઈક કરી છૂટવાની યુક્તિ પ્રયુક્તિઓ કરવા લાગ્યા. કાર્ય ખૂબ કઠણ હતું, પોતાની જ્ઞાતિ સામે જ બળવો કરવો હતો.

કોઈપણ કાર્યને વ્યવસ્થિત વેગ આપવા માટે બંધારણ પૂર્વકનું કોઈ મંડળ હોવું જરૂરી છે એવું તેમણે લાગતા, મુંબઈ માંજ "કરછ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળ" ની રચના કરી કાર્યને વેગ આપવા પ્રયાસ આદર્યો. પ્રચાર પ્રસાર માટે યોગ્ય સાહિત્ય નું છાપકામ શરૂ કર્યું, કરાચી સહિત અનેક જગ્યાએ સભાઓનું આયોજન થયું. તેની ખૂબ જ અસર થઈ, અને જાગૃતિની એક જબ્બર લહેર ફરી વળી હતી.

પૂ. નારાયણજી બાપાએ સતપંથ પીરાણા ની હકીકતો રજૂ કરતું એક હસ્ત લેખિત પુસ્તક સ્વ ખર્ચે અને મહામહેનતે તૈયાર કર્યું હતું, જે "પીરાણા ની પોલ" તરીકે પ્રસ્તુત થયું.

સમસ્ત સમાજનું હિત શામાં છે તે સમજી તેઓએ દેહ શુદિધના કાર્યક્રમ માટે વેગ વધાર્યો, કચ્છમાં અને કચ્છ બહાર દેહ શુદિ્ધના કાર્યક્રમોના આયોજનો ગોઠવાયા. અને જનોઈ ધારણ કરી સતપંથ સંપ્રદાય ને સદંતર તિલાંજલિ આપવા માટે સૌને કટિબદધ કરાવવાની અહમ ભૂમિકા ભજવી. ત્યારબાદ આપણી જ્ઞાતિ નો સમુદાય શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનને માનતો થયો.

ધર્મ સુધારણાના તેમજ આગેવાનો ના વિરોધ વચ્ચે તેમના આવા મહાન કાર્યની સૌરભ એમના ગયા પછી પણ "પીરાણાની પોલ'' જેવા દળદાર પુસ્તક થકી આજે પણ પ્રસરી રહી છે. પૂ.નારાયણજી બાપાનું ધર્મશાસ્ત્ર નું ઊંડું જ્ઞાન, તેમની નીડરતા અને દ્રઢ નિશ્ચય થકી જ્ઞાતિને વૈદિક સનાતન ધર્મ તરફ વળવા માં ઘણે અંશે તેઓ સફળ રહ્યા હતા. પોતાનું સમગ્ર જીવન સમર્પિત કરી દેનાર નરવીર શ્રી નારાયણજી બાપાને ક.ક.પાટીદાર સમાજ સેકડો વરસ સુધી આદર પૂર્વક યાદ રાખશે.

## ચિંતનકણિકા

**માતાપિતા બની જવું કદાચ સહેલું હશે, પણ, માતાપિતા બનવું બહુ અઘરું છે.**

છોડને વૃક્ષ બનાવવામાં જેવી માળીની ભૂમિકા તેવી બાળકને સાચા અર્થમાં મનુષ્ય બનાવવામાં માતાપિતાની ભૂમિકા છે.પરિવાર એ સંસ્કારની ગંગોત્રી છે, રાષ્ટ્રનું લઘુ રૂપ છે...અને સૃષ્ટિનું ચાલકબળ છે. પરિવારને સક્ષમ, સંસ્કારી અને સમર્થ બનાવતાં રહેવામાં જ માનવજાતનું શ્રેયછે. ઉત્તમ પરિવાર... ઉત્તમ માતાપિતા... અને ઉત્તમ સંતતિ એ જ ભારતની સાચી સંપત્તિ!

**મિશન અભિમન્યુ... યુવાસંઘ.. નરેન્દ્ર ચૌધરી... હૈદરાબાદ.**

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત "સનાતન ધર્મ પત્રિકા''૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા. ૦૨.૦૭.૨૦૨૦ પ્રશ્ન નંબર - ૩૩.**

યુવાસંઘ ની ૧૩ કાર્યરત થીમ નું નેતૃત્વ કરનાર મિશન ચેરમેન કોણ છે... ??

સાચો જવાબ : મોહનભાઈ હરિભાઈ ધોળું - પેટલાદ

સાચો જવાબ આપનાર વિજેતા : ભાણજી પ્રેમજી ભા વાણી - ચેન્નાઈ, ૯૯૫૨૯૬૭૭૮૧.

**તા. ૦૩.૦૭.૨૦૨૦ ગઈકાલ નો પ્રશ્ન નંબર - ૩૪.**

આપણા રાષ્ટ્ર ગીત ના આ વાક્ય વચ્ચે ની ખાલી જગ્યા પૂરો.

પંજાબ સિંધુ ગુજરાત મરાઠા ............., વિંધ્ય હિમાચલ યમુના ગંગા .............તરંગ.

**આજના પ્રશ્ન માટે જુઓ સમાચાર વિડિયો કિલપ,**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઈનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## પર્યાવરણજાગૃતિ

સંયોજક : દમયંતીબેનભાવાણી, સુરત.



દર વર્ષે ૫ મી જૂન એટલે પર્યાવરણ ડે ની ઉજવણી પુરા વિશ્વમાં થાય છે પરંતુ આ વર્ષે નિસર્ગ વાવાઝોડાને લઈને આ કાર્યક્રમ ના કરી શક્યા. પરંતુ નવસારી કૃષિ યુનિવર્સિટીના વડા ડો. સી. કે. ટીંબડીયા (વરિષ્ઠ વૈજ્ઞાનિક) અને વડા કેવિકે દ્વારા સુંદર આયોજન થયું તાઃ- ૩૦-૬-૨૦૨૦ ના બપોર પછી ૪:૦૦ કલાકે આ એક કલાક ની કોન્ફરન્સ રિલાયન્સ ફાઉન્ડેશન ના સહકારથી ગોઠવવામાં આવી હતી. આ પર્યાવરણ જાગૃતિ અંતર્ગત ટેલીફોન કોન્ફરન્સ શ્રી કચ્છ કડવા પાટીદાર મહિલા મંડળ સુરત અને શ્રી કચ્છ કડવા પાટીદાર મહિલા મંડળ નવસારીની ૭૦ બહેનો જોડાઈ હતી.

રશ્મિકાંત ગુર્જર સાહેબે કિશન ગાર્ડન વિશે વાત કરતાં જણાવ્યું કે આપણે ઘર આંગણે શાકભાજી વાવી શકીએ. ધાબા ઉપર ગાર્ડન કરી શકીએ. ફ્લેટ હોય તો બાલ્કનીમાં કરી શકાય, ટેરેસ પર તડકો કેટલા પ્રમાણમાં પડે છે તે રીતે આયોજન કરવું જોઈએ. કુંડામાં વાવીએ ત્યારે માટીનું પ્રમાણ કેટલું રાખવું બીજનો એક ઈંચ કરતા ઉંડે વાવવું નહીં. વેલાવાળા શાકભાજી વિશે, ખાતર કેટલા પ્રમાણમાં નાખવું, પણ મોટા કૂંડામાં ધાબા પર કરી શકાય.

ડો. સી. કે. ટિંબડિયા સાહેબે રજૂઆત કરતાં કહ્યું ગત વર્ષે ૫મી જૂન ૨૦૧૯ નવસારી સુરત અને નવસારીની બહેનોએ મુલાકાત લીધી હતી. અને વૃક્ષારોપણ કર્યું હતું તમે લાકડાના બિઝનેસ સાથે જોડાયેલા છો તેથી જગ્યા મળી રહે છે તેથી શાકભાજી ઉગાડી શકો છો એક વ્યક્તિએ ૩૦૦ ગ્રામ શાકભાજી ખાવી જોઈએ. તેમણે વૃક્ષોનું મહત્વ સમજાવ્યું હતું. વૃક્ષો બીજા માટે જીવે છે. ડાળી પર ફળ આવે છે તે નીચે નમે છે. મનુષ્ય એ તેમાંથી શીખવાનું છે. આપણે પણ નમવાનું છે. પર્યાવરણ સુધારીએ. વરસાદના પાણીનો સંગ્રહ કરીએ. નહીં તો આવતા સમયમાં તકલીફ પડશે. જળ સંરક્ષણ ખૂબ જરૂરી છે.

મિત્તલ બેન પટેલ શાકભાજી થકી સારા પોષણ પર વાત કરતા જણાવ્યું કે આપણે શાકભાજી ખાઈએ છીએ તેમાંથી શું મળે છે તે આપણને જ્ઞાન નથી. એક વ્યક્તિએ ૩૦૦ગ્રામ શાકભાજી ખાવી જોઈએ તેમાંથી વિટામિન એવા રહેલા છે એ શરીરની રોજીંદી જરૂરિયાત પૂરી પાડે છે. શરીરનું રક્ષણ પૂરું પાડવાઆતે ખનિજ તત્વો અને વિટામિન છે તેનું જ્ઞાન હોવું જોઈએ. શાકભાજી વાપરવાની કળા જોઈએ. શાક સમારીને ધોવી નહીં. ખનીજ તત્વ નીકળી જશે. શાકને મોટું સમારવું. શાકભાજી ઓછા પાણીમાં ચડાવો ઢાંકીને રાખો. સ્વાસ્થ્ય માટે કિચન ગાર્ડન ની ભલામણ કરી.

આ કોન્ફરન્સમાં નિર્મળાબેન લીંબાણી, (નવસારી) હર્ષાબેન (નવસારી)એ કાર્યક્રમ ને અનુરૂપ પોતાના વિચારો રજૂ કર્યા હતા અને કોન્ફરન્સ કરવા બદલ આભાર માન્યો હતો.

આ કોન્ફરન્સ નું નવસારી કૃષિ યુનિવર્સિટી દ્વારા સુંદર આયોજન કરવામાં આવ્યું હતું અને રિલાયન્સ ફાઉન્ડેશન ના સહકારથી સફળતા મળી હતી કાર્યક્રમ ગોઠવવા નિર્મળાબેન લીંબાણી, (નવસારી) ,હર્ષાબેન અને દમયંતીબેન ભાવાણી (સુરત) એ મદદ કરી હતી....

## અવસાન સમાચાર

**તા. ૩ જુલાઈ ૨૦૨૦ શુક્રવાર**

**માતૃશ્રી ચંપાબેન મનસુખભાઈ મૈયાત, ઉંમર અંદાજે ૫૮ વર્ષ, કચ્છમાં ગામ રવાપર, હાલ વાપી.**

## સમાજ સેવાઓ માં ઉભરતું એક નામ એટલે, ધોળુ મોહનભાઈ હરિભાઈ પટેલ.



(FID - 58) કચ્છમાં - નાગલપર અને હાલે પેટલાદને પોતાનુ વતન તથા કર્મ ભૂમિ બનાવી છે. તેઓ એ સભ્યાસ - FY Bcom સુધી કરી, વ્યવસાય - ટીમ્બર મર્ચન્ટ નો અપનાવી સારી સિધ્ધિ પ્રાપ્ત કરી છે.

તેઓ એ સમાજ સેવાનો પ્રારંભ વર્તમાન વતન પેટલાદ ના કચ્છ કડવા પાટીદાર યુવક મંડળ થી કર્યો.

આ સંસ્થામાં તેઓએ કારોબારી સભ્ય ૧૯૯૨ થી ૧૯૯૮, તથા ૨૦૦૦ થી ૨૦૦૪. સહ મંત્રી ૨૦૦૪ -૨૦૦૬, મહામંત્રી ૨૦૦૬ - ૨૦૧૦, ઉપ પ્રમુખ ૨૦૧૦ - ૨૦૧૨, પ્રમુખ ૨૦૧૨ - ૨૦૧૪, IPP ૨૦૧૪ - ૨૦૧૬ આમ ભિન્ન ભિન્ન હોદ્દા ને માન આપી મંડળને ગૌરવ અપાવી નિવૃત્તિ લીધી તથા ભાવિ કર્ણધારો માટે એક નવી કેડી કંડારી.

આ દરમ્યાન તેઓ સેવાક્ષેત્ર માં આગળ વધી ABKKP યુવાસંઘ SPR ચરોતર વિભાગ માં સક્રિય થયા અને પોતાના યુવકમંડળ ના સેવાકાળ સામાન્તર વર્ષ ૨૦૦૬ થી ૨૦૦૮ ના સમયે શ્રી ABKKP યુવાસંઘ સરદાર પટેલ ઝોન ના ચરોતર વિભાગ હેલ્થ & ડિઝાસ્ટર સહાયક કન્વીનર તરીકે સેવા આપી. આગળ ૨૦૦૮-૨૦૧૦ માટે શ્રી ABKKP યુવાસંઘ સરદાર પટેલ રિજીયન ચરોતર વિભાગ સ્પોર્ટસ કન્વીનર બન્યા. ૨૦૧૦ - ૨૦૧૨ ના સત્ર ના શ્રી ABKKP યુવાસંઘ સરદાર પટેલ રિજીયન ચરોતર વિભાગના ચેરમેન બન્યા.

૨૦૧૨-૨૦૧૪ માં શ્રી ABKKP યુવાસંઘ સરદાર પટેલ રિજીયન વાઇસ ચેરમેન ની જવાબદારી પણ નિભાવી.

પુનઃ ૨૦૧૪-૨૦૧૬ ના સમયગાળા ના શ્રી ABKKP યુવાસંઘ સરદાર પટેલ રિજીયન ચેરમેન પદે રહયા.

૨૦૧૬-૨૦૧૮ માં ઔર આગળ વધી અખિલ ભારતીય લેવલે પદાર્પણ કરી શ્રી ABKKP યુવાસંઘ ના સેક્રેટરી તરીકે ની મહત્વની જવાબદારી સંભાળી તો ૨૦૧૮-૨૦૨૦ ના ચાલુ સત્ર માં શ્રી ABKKP યુવાસંઘ ના વાઇસ પ્રેસિડેન્ટ - મિશન ચેરમેન બન્યા.

૨૦૧૮-૨૦૨૧ માટે શ્રી ABKKP સમાજ ની શ્રી ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ ના ટ્રસ્ટી અને મંત્રી તરીકે સેવા બજાવી રહ્યા છે. વિશેષ ધોળું પરિવારમાં - શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર ધોળુ પરિવાર- કારોબારી સભ્ય ની જવાબદારી પણ સ્વિકારી છે.

આ થઈ એમની સમાજ સેવા માં પ્રાપ્ત સિધ્ધિઓ ની વાત. એથી પણ આગળ જોઈએ તો મોહનભાઇ એમની બહુમુખી પ્રતિભા ને કારણે સાર્વજનિક ક્ષેત્રમાં પણ ભિન્ન ભિન્ન સેવાકીય સંસ્થાઓ સાથે જોડાયેલા છે.

**૧. પ્રેસિડેન્ટ જીઆઈડીસી ઈન્ડસ્ટ્રીઝ એસોસિયેશન - પેટલાદ.**

**૨. જનરલ સેક્રેટરી પેટલાદ ટીમ્બર મર્ચન્ટ એસોસિયેશન- પેટલાદ.**

**૩. પૂર્વ પ્રમુખ - લાયન્સ ક્લબ ઓફ પેટલાદ ૧૫-૧૬**

**૪. કારોબારી સભ્ય પેટલાદ શહેર ભારતીય જનતા પાર્ટી.**

**૫. કારોબારી સભ્ય આણંદ જિલ્લા KKP સમૂહ લગ્ન સમિતિ – આણંદ અને**

**૬. કારોબારી સભ્ય આણંદ જિલ્લા ટીમ્બર મર્ચન્ટ ઓનર્સ એસોસિયેશન - આણંદ.** વગેરે સંસ્થાઓ માં પોતાની સેવા ના કામણ પાથરી લોકચાહના મેળવેલ છે. કહેવાય છે "હાથ આરસી તો દર્પણ કા ક્યા".

આટ આટલી સિધ્ધિ ઓ ની હારમાળા જેમણે સરજી હોય તેમના માટે સેવા ના દ્વાર હંમેશાં ખુલા હોય છે.

મોહનભાઇ તમે તમારી મંજીલે સરળતાથી આગળ વધો, ખૂબ ખૂબ પ્રગતિ કરો, તમારી સાથે સમાજ ની નામના વધે એવી શુભેચ્છા...

**એમનો મોબાઈલ નંબરઃ- 98250 73158. ઈમેઈલઃ mohandholu_58@yahoo.com**

## સનાતની મેડિકોઝ માં એક ડૉક્ટર નો ઉમેરો ...



ભગવાન લક્ષ્મી નારાયણ આને કુળદેવી શ્રી ઉમિયા મા ની અસીમ કૃપા થી............

ગોરાણી પરિવાર દેવપુર યક્ષ ની સુપુત્રી ચિ. ડો. હેતલબેન હરિલાલ ગોરાણી એ એશિયા ફર્સ્ટ મેડિકલ કોલેજ કોલકતા મેડિકલ કોલેજ મા MBBS પૂર્ણ કરી સખત મહેનત થી મેરીટ આને ફ્રી સીટ થી હાલમાં P.G degree corse in MD/MS Gynec & Obst. કોસૅ કલક્ત્તા ની પૃખયાત હોસ્પિટલ RG Kar medical hospital college માં એડમિશન મેળવી પરિવાર ને ગૌરવ અપાવ્યું તે બદલ ખુબ ખુબ અભિનંદન સાથે શુભેચ્છાઓ...

R G kar medical hospital college માં સફળતા પૂર્વક પેકટીશ કરે છે..

સંપર્ક મો.9051825796.Harilal.. kolkata

9825328072..Ramnik bhai Naroda ahmedabad

9422681925 Magan bhai Badlapur mumbai

## નવી શોધ રંગીન કપાસ
સંકલનઃ- કાન્તીભાઈ રામાણી, કોટડા(જ).

આમ જનતાને હવે રાસાયણિક કલરથી રંગવામાં આવેલા કપડાં નહીં પહેરવા પડે. ઓસ્ટ્રેલિયા ના વૈજ્ઞાનિકોએ રંગીન કપાસ આપતી જાતો વિકસાવી છે. આ કપાસ માં થી બનતું કાપડ સ્વંય રંગીન હશે માટે એને એકસ્ટ્રા રાસાયણિક કલરથી રંગવાની જરૂરિયાત રહેશે નહીં એવું કોમનવેલ્થ સાંઇટિફીક એન્ડ ઇન્ડસ્ટ્રીયલ રિસર્ચ ઓર્ગનાઇજેશન તરફથી કહેવામાં આવ્યુ છે. તે ઓ જણાવે છે કે રંગીન કપાસ ઉગાડવા માટે તેના આણવિક જેનેરિક કોડ પ્રાપ્ત કરવામાં તેઓ સફળ થયા છે.

હાલ અલગઅલગ કલરના રોપા ના ટિસ્યુ તૈયાર કરી તને ખેતરોમાં ઉગાડવામાં આવીરહ્યા છે. આવી કુદરતી રંગીન કપાસ ની શ્રેણીઓ ના દોરાથી નિર્મિત કપડાં માં સળ નહીં પડે તથા સિલાઈ પણ સરળતાથી થઈ શકશે. આનાથી વર્તમાનમાં વપરાતા સિન્થેટિક કપડાં નો વપરાશ ઘટશે. હાલમાં જરૂરીઆત નુ ૬૦% કાપડ સિન્થેટિક વપરાય છે. આ કાપડ ૨૦૦ વર્ષ સુધી નષ્ટ નથી થતું પરંતુ તેના થી ચામડીના રોગ થવાની શક્યતાઓ રહે છે તથા એક કિલો સિન્થેટિક કાપક ને ડાઇ તથા કલરની પ્રક્રિયા માં ૧૦૦૦ લી. જેટલું પાણી વપરાય છે.

હવે આ કુદરતી કલરના બનાવવામાં આવેલા કપડાં ને કલર કરવાની જરૂરિયાત રહેશે નહીં માટે પાણી નો મોટો બચાવ થશે સાથે સાથે પર્યાવરણ તથા શરીરમાટે પણ સુરક્ષિત રહેશે.

સંસોધન ટીમ ના પ્રમુખ કોલિન મેકમિલન નુ કહેવું છે કે અમોએ કપાસ માં આણવિક જેનેટિક કલરકોડને એવી રીતે પ્રસ્થાપિત કર્યો છે કે અલગ અલગ કલરના કપાસ નુ જરૂરિયાત મુજબ વાવેતર થઈ શકશે. આનો પ્રથમ પ્રયોગ તમાકુના અલગ અલગ કલરના પાન માટે કરવામાં આવ્યો જે સફળ થતાં આ પ્રયોગ કપાસ માં કર્યો તથા સફતા મળી છે. આ રિસર્ચથી વિશ્વ સ્તરે ટેક્સટાઇલ ઇન્ડસ્ટ્રીઝ માં મોટું પરિવર્તન આવશે.

આવો રંગીન કપાસ ઉગાડવા માટે આપણા ગુજરાતના વૈજ્ઞાનિકો એ પાંચ વર્ષ પૂર્વ પ્રયાસ કર્યો જેમાં તેઓને માત્ર બે કલર, ભૂરો તથા બ્લુ, ઉગાડવામાં સફળતા પણ મળી હતી. પરંતુ ગમે તે કારણે આ સંસોધન પડતું મુકવામાં આવેલ.

હાલમાં મધ્ય પ્રદેશ, મહારાષ્ટ્ર, ગુજરાત વગેરે કપાસ ઉગાડતા મુખ્ય રાજ્યો માં રિસર્ચ ચાલુ છે. નોર્દન ઈન્ડિયા ટેક્સ્ટાઈલ રિસર્ચ એસોસિએશને રંગીન કપાસ ના ૧૫ પેટન્ટ પણ કરાવી લીધા ....






અખિલ ભારતીય યુવા સંઘ અંતર્ગત મિશન મેટ્રિમોનિયલ સમિતિ ના કન્વીનર વસંત ભીમાણી દેવપર કચ્છ ના પ્રયત્નોથી ૨૭.૬.૨૦ to ૧.૭.૨૦ ઉત્તરપ્રદેશમાં કાનપુર જિલ્લા, ચિત્રકૂટ જિલ્લા, સાગર જિલ્લા મ.પી., રાયસેન સે જિલ્લા મ.પી.સમાજ કાર્યકર તેમજ વધારે દીકરીઓના માતાપિતા સાથે મુલાકાત કરી મિશન ને આગળ વધારીરતા, આપણા બે દિકરાઓના સગપણ ફાઇનલ થયા છે. બસ એજ કામ, કરેંગે દિલસે તો હોજાયેગા મિશન ૨૦૨૦ કામયાબ થઈ રહ્યું છે, ૨૯.૬.૨૦ ના રોજ

નામ- Kalpesh pokar, ગામકચ્છ- Bidada હાલે- Mumbai અભ્યાસ- Bcom. CA inter ઉમર- ૩૦, સાથે લગ્ન ગ્રંથી થી જોડાયા છે. દીકરી નું નામ - પુજા પટેલ, ઉમર ૨૭, ગામ- Sagar, Mandla, MP અભ્યાસ - Bsc,પાલક માતા પિતા- Vasant Bhimani ગામ- Nakhatrana મો-૭૯૨૪૦૧૦૫૨૧

**મેટ્રિમોનિયલ સમિતિના કેન્દ્રીય કન્વીનર વસંત ભીમાણી દેવપર કચ્છ દક્ષાબેન પટેલ PDO**